# અર્પણ પત્રીકા.

૬૬૭૦

મારા માનવંત મુરબ્બી મિત્ર. રા૦ રા૦ નગરશેઠ
ગુલાબભાઇ નરોતમદાસ. આપ સાહેબ જાદુના
મારા વહેમોનુ ખંડન કરવામાં તનમનથી
મદદ કરો છો માટે આ મારા પહેલા
પ્રયાસનું લઘુ પુસ્તક આપને અર્પણ
કરવામાં હુ મારી ફરજ સમજુ છુ
અને તેમ સમજી આ પુસ્તક
મે આપ સાહેબને અર્પણ
કર્યુ છે, માટે આપ પણ
આપથી બનતી કોશીસ
એ નકામા વહેમોનુ
ખંડન કરવામાં
કરશોજી.

મો. મ. જી.

# પ્રસ્તાવના.



જાદું એ વિષય એવો તો છે કે તે સાધારણ નજરે જોતાં સમજવો અતી કઠીન થઈ પડે, પણ એ બાબતની જેમને થોડી ઘણી સમજ હોય છે, તેઓ તુરત બીજા જુદા જુદા અથવા પ્રથમ જ જોવામાં આવતાં ખેલો પોતાની તર્કશક્તિથી સમજી શકે છે, જાદુને નામે આજ કાલ કેટલાક ભોળા અને અજ્ઞાન લોકો ઠગાઇ એવા ઠગારાઓ ના ફંદામાં ફસી પડે છે, એવા ઠગારાઓના ફંદ માંથી મારા ભોળા આર્ય બંધુઓને ઉગારવા ખા તર આ લઘુ પુસ્તક બહાર પાડવાનો મેં પ્રથમ પ્રયાશ કર્યો છે. તેમાં હું ફતેહ પામીશ તો આર્ય પ્રજાની સેવા બજાવવા ખાતર વારંવાર જુદા જુદા પુસ્તકો નવીન ખેલોથી ભરપુર હું પ્રગટ કરી, આર્ય બધુઓની સેવા બજાવવા તત્પર થઈશ. આ પુસ્તકમાં નહાના બચ્ચાઓ તેમજ મહોટા

ઓ પણ કરી શકે અને કોઇના પણ કળ્યામાં ન આવે એવાં જુદા જુદા હાથ ચાલાકીના, મેસમેરીઝમના, હીપનોટીઝમના અને જાદુના ખેલો સમાવેલાં છે જે પબ્લીકમાં કરતાં પહેલાં ઘરમાં તેની ખુબ પ્રેકટીસ કરી પછીજ બહાર પડવું, પણ કોઇ પણ દિવસ અધુરી પ્રેકટીસે બહાર પડવું નહી, કેનકે એમ કરવાથી લોકો વચ્ચે કદાચ્ પોગળ ખુલી જવાનો સંભવ રહે છે. હું મારા વાંચક જનોને વિનંતી કરૂં છું કે તેઓ કે જેમણે બુક ખરીદ કરી હોય અને કદી સમજ નહીં પડતી હોય તેઓએ મારી પાસે આવવું. તથાસ્તુ.

પ્રો. મ. છ.



૬૬૭૦

# જાદુગર.

## રૂમાલ અને વિંટી

પ્રેક્ષકોમાંથી એક રૂમાલ અને એક વિંટી માંગી લઇ રૂમાલમાં વીંટી બાંધવી તથા બીજો રૂમાલ અને રૂપીઓ માંગી લઇ રૂમાલમાં રૂપીઓ બાંધવો અને બેઉએ જુદા જુદા સખશોને હાથમાં પકડવા આપવાં, બાદ જે શખશે વીંટી પકડી હોય તેના હાથમાંથી રૂમાલ લઇ રૂમાલની ગાંઠ છોડી નાંખી રૂમાલ ખોલી ઝાટકી નાંખવો, આમ કરવાથી રૂમાલ માંહેની વીંટી ઉડી ગયલી માલમ પડશે, હવે રૂપીઆ વાળા રૂમાલને ગાંઠ સાથેજ કાયમ રાખી ખખડાવશો તો તેમાં વીંટી અને રૂપીઓ બેઉએ માલમ પડશે, આથી તમા સગીરો એવી અજાયબીમાં પડશે કે આ અદભુત ચમત્કાર શી રીતે થયો, ખુલાસો—એક રૂમાલ

ને એક ખુણે બોટી વીટી સીવી રાખવી અને તેમાં ખરી વીટી બાંધતી વેળાએ ખરી વીટી ન આવતાં તે હાથમાંજ રેહેવા દઇ જે રૂમાલને છેડે વીટી સીવેલી હોય તે છેડોજ બાંધી દઈ તે સીવેલી વીટી હાથમાં પકડાવા દેવી હવે રૂપીઆે રૂમાલમાં બાંધતી વેળા તેની સાથે તેજ વેળાએ પેલી ખરી વીટી પણ અંદર મુકી દઇ હાથમાં રૂપીઆે પકડાવી દેવો, આમ કીધા પછી પહેલાં જે રૂમાલમાં વીટી બાંધેલી છે, તેની ગાંઠ છોડી ખખેરી નાંખવો અને રૂપીઆે બાંધેલો રૂમાલ (કે જેમાં છુપી રીતથી ખરી વીટી મુકેલી છે; તે રૂમાલ ) ગાંઠ સહીતજ હાથમાં લઇ હલાવવો. આથી જોનારાઓની અજાયબીનો પાર રહેશે નહી.

---

## ગ્લાસમાંથી રૂપીઆનું ગેબ થવુ

એક વાઇન ગ્લાસ લઇ સઉના દેખતાં તેમાં પાણી ભરવું અને પ્રેક્ષકો પાંસેથી એક રૂ

પીઓ લઇ રૂમાલમાં બાંધી કોઇ પણ માણસ પાંસે તે રૂપીઓ ગ્લાસમાં નંખાવવો, અને ઉપર રૂમાલ ઢકાવી દેવો. બાદ રૂમાલ ઉઘાડી જોઇશું તો તેમાંથી રૂપીઓ ગેબ થયલો માલમ પડશે. આ ખેલ પણ જોનારાઓને બારે અજાયબી ઉપજાવે છે. ખુલાસો—ખેલાડીએ પહેલાથી રૂમાલની વચ્ચે એક નાનો દોરીનો ટુકડો બાંધી રાખી દોરીના બીજા છેડા ઉપર એક ઢબુ (અઢીકો) પારો ચઢાવી તેને ઝીણું નાકું પડાવી બાંધી રાખવો. બાદ ખરો રૂપીઓ રૂમાલમાં બાંધતી વેળાએ હાથની ચલાકથી તે તેમાં નહી બાંધતાં થેલીમાં ડબાવી રાખી જે રૂપીઓ રૂમાલ સાથે અગાઉથી બાંધી રાખેલો છે, તેજ રૂપીઓ હાથમાં પકડાવી ગ્લાસમાં નંખાવી દેવો, બાદ જ્યારે ઉપરથી રૂમાલ ઉપાડી લેશો, ત્યારે રૂપીઓ રૂમાલ સાથે ઉપડી આવી ગ્લાસમાંથી ગેબ થયલો જણાશે. હવે જે રૂપીઓ હાથમાં ડબાવી રાખેલો છે, તે આપણી મરજી પડે તો ટેબલ હેઠ

હાથ મુકી ત્યાંથી કાઢવો પાતો મરજી પડે તો પ્રેક્ષ કમાંથી કોઇની પણ ટોપી ઉપાડી લઇ તેમાં સ- ફાઇથી મુકી દઇ તેમાંથી કાઢવો. પણ કાઢતી વે- ળા ઘણીજ સાવચેતી રાખવી.

---

## પાનું અને તરવાર.

કેટલાક જાદુગરો પાનાનો ગંજીફો લઇ જોવા એ કઠા તમાસગીરોની સમક્ષ આવી તેમને એક/દ પાનું ધારવા માટે કહી ગંજીફો ખોલી એક પા નુ ધરાવે છે, આમ કીધા બાદ તે પાનું પાછું ગં જીફામાં મુકી પીસી (ચીપી) નાખી, સઘળા એકઠા કરી કોઇ ત્રાહીત શખસના હાથમાં આ પે છે. બાદ પોતે એક ચળકતી તેજદાર તરવાર બહાર લઇ આવી સઘળાને પરીક્ષા કરવા માટે આપી પાછી લઇ સ્ટેજ ઉપર જઇ ઉભો રહે છે, આ સઘળું થયા પછી પેલો ગંજીફો પકડ નાર માણસને પોતે એક, બે, ત્રણ બોલે કે તુ રત પાના પોતાની તરવાર તરફ નાંખવા માટે સુ

આવે છે, જ્યારે પેલો તરવાર તરફ સઘળાં પાન નાખે છે, ત્યારે જે ધારેલું પાનું હોય છે, તે તરવારની અંદર ભરાઇ જાય છે, આ ખેલ જોનારાઓ ને અતિશય આશ્ચર્ય પમાડે છે. ખુલાસો—પાના ધરાવવા પહેલાં જે પાનું આપણે સામાં માણસ પાસે ધરાવવું હોય, તે સરખું બીજું એક પાનું ખેલાડીએ પોતાની ટેબલ કને ઉંધું નાખી રાખવું. બાદ પાના ચીપી એવી સફાઇથી પાનું ધરાવવું કે જે પાનું આપણી ટેબલ પાસે પડેલું છે, તેજ પાનું ધારનાર સખ્ખસ ધારે. આમ ધરાવી પાના ચીપી નંખાવી સામા ધણીને તરવાર ઉપર પાનાં મારવાં કહેતાં તરવારની અણી જે પાનું ઉંધું ટેબલ પાસે રાખેલું છે. તેના ઉપર બોકી તરવાર ઉભી કરી દેવી, આથી પેલું પાનું તરવારમાં આવી જશે.

---

## હાથમાંથી રૂમાલનું ગેબ થવું

ખેલાડી એક ચીનાઇ રૂમાલ હાથમાં લઇ

સ્ટેજ ઉપર આવી તેને સર્વેના દેખતા બે હાથ જોડી વચમાં પકડે છે. બાદ બે હાથ જોડેલા રાખી હાથો હલાવતો જાય છે, જેમ જેમ વખત જાય છે, તેમ તેમ તે હાથમાં સમાતો જણાય છે. છેવટ થોડો બાકી રહે છે, ત્યારે જાદુગ્ર લાકડી હાથમાં પકડી તેના ઉપર ફેરવી પાછી એક ઇંગ્લીશ કેપ (ટોપી) કે જે ટેબલની ઉપર પડેલી હોય છે, તેની ઉપર મુકી દઇ પોતાના હાથના ચાળા કરવા પાછા શરૂ છે અને છેવટ મુઠી વાળી દઇ બીજે હાથે પાછી તે ઉપર લાકડી ફેરવી રૂમાલ ઉડી ગયલો બતાવે છે. અને મુઠી ખોલી નાંખે છે, તો તેમાં કશું હોતું નથી ખુલાસો.—રૂમાલ ના હાથના ચાળા કરતાં હાથમાં ને હાથમાં નાની અમરથી ગોળી વાળતાં જવી અને લાકડી લેવાને બહાને તે બ જ હાથમાં રાખી લાકડી લેતા વેળા તે ગોળા ટોપીમાં મુકી દેવી અને મુઠી તો ખાલીજ રાખી મુકવી.

---

# શાહી અને પાણીનું ફેરફાર થવું.

એબાડી એક ગ્લાસ શાહીનું અને બીજું પાણીનું ભરી લાવી દરેકના દેખતાં સ્ટેજ ઉપર ટેબલપર મેલે છે. બાદ શાહીવાળા ગ્લાસમાં એક પાનું બોળી તેમાં શાહી છે કે કેમ ? તેની સઉને પરીક્ષા કરાવે છે. બાદ શાહીવાળા ગ્લાસ ઉપર તથા પાણીવાળા ગ્લાસ ઉપર એકેક રૂમાલ ઢાંકે છે અને થોડીવાર પછી તે ઉઘાડી જોતાં જ્યાં સાહીનું ગ્લાસ હોય છે ત્યા પાણીનું ગ્લાસ જણાય છે અને જ્યાં પાણીનું ગ્લાસ હોય છે. ત્યાં શાહીનું માલમ પડે છે. ખુલાસો—બે ખાલી ગ્લાસો પાણીથી ભરી તેમાંના એકની અંદર લાલ કસુંબાનું કપડું પાથરી દેવું, જેથી બહારથી જોનારને તેમાં લાલ પાણી (લાલ શાહી) છે, એમ જણાશે. હવે એક રૂમાલની વચ્ચે નાનો દોરીનો કટકો બાંધી તેને છેડે લાલ રંગની ગુંડી બાંધી રાખવી. બાદ એક નકામું પાનું

લઇ તેના ઉપર લાલ રંગ લગાડી રાખી ટેબલ ઉ
પર રાખી મુકવું આટલું તૈયાર કરી રાખ્યા પછી
સઉની ખાત્રીને માટે પેલું પાનું લઇ સઘળાંથી
લાલ શાહીના આભાસવાળા પાણીમાં બોળી
સઉને બતાવવું, આથી ગ્લાસમાં લાલ શાહી હો
વાની સરવેની ખાત્રી થાય છે, બાદ તેના ઉ
પર એક રૂમાલ ઢાંકી દેવો, બીજું ગ્લાસ કે જે
તદન રંગથી નિરાળું છે, અને જેમાં પાણીજ
ભરેલું છે તેના ઉપર પેલી લાલ ગુંડીવાળો રૂમાલ
ઢાંકી દેવો, અને તે લાલ ગુંડી પાણી માંજ પડે
તેની સાવચેતી રાખવી. આટલું કીધા બાદ મેજી
ક સ્ટીક (જાદુઈ લાકડી) વતી થોડોક વખત પસા
ર કરાવી શાહી વાળા ગ્લાસ ઉપરનો રૂમાલ
ગ્લાસ માંહેલા લાલ કપડાં સહિત ઉપાડી લેવો કે
જેથી તેમાં લાલ પાણી ને બદલે માત્ર સફેદ પા
ણીજ માલમ પડશે, બાદ સફેદ પાણી વાળા
ગ્લાસ ઉપરથી રૂમાલ ઉપાડી લઇ લેવો કે તુરત
તેમાં સફેદ ને બદલે લાલ પાણી જણાશે.

---

## ઘડીઆળ ભાંગીને આખી કરવી.

ખેલાડી સર્વેની બારે અજાયબી વચે તમા સગીરોની ઠઠમાંથી કોઇ પાસેથી એક ઘડીઆળ માંગી લેછે, અને પછી તેને સર્વેના દેખતાં બોઢાની ખાંડણીમાં નાંખી કોઇ ત્રાહીત સખસ પાસે તે ખંડાવી નાંખી તેના કટકા સરવેના દેખતાં પીસ્તો લમાં ભરી પીસ્તોલ ઘડીઆળ આપનાર સખસ સામું તાકીને ફોડે છે, આથી તેજ તુટેલું ઘડી આળ ઘડીઆળ આપનારના ખીસામાંથી પાછુ આખુ થયલું નીકળે છે. આથી પ્રેક્ષકોને બારે અજાયબી ઉત્પન્ન થાય છે. ખુલાસો—તે જાદુગર પોતાની પાસે એક ઉંચા મેકરનું ખોટું ઘડીઆ ળ હાથેલીની બેવડમાં સંતાડી રાખે છે, અને ત માસગીરો પાંસેથી લીધેલુ ઘડીઆળ બદલી લઇ તેને બદલે ખોટું ઘડીઆળ ખાંડણીમાં નાંખી ભ ગાવી નાંખે છે, અને પેલું ખરૂં ઘડીઆળ પડ દા પછાડી જઇ પોતાના મળતીઆને આપી દે છે, તે થીએટરને બીજે રસ્તે થઇ તમાસગીરો

ની વચ્ચે જઈ ઘડીઆળ આપનાર શખશના ખી સામાં તે સફાઈથી મુકી દેછે, બાદ પીસ્તોલ છો ડી તે ઘડીઆળ પાછું આપનારના ખીસામાંથી આખું ને આખું કાઢી બતાવે છે.

---

## દડો અને બોટલ.

ખેલાડીના સ્ટેજ ઉપર બીજા સામાન સા થે ટેબલ ઉપર એક ખાલી બાટલી મુકેલી હોય છે, હવે જાદુગર હાથમાં એક રબરનો દડો લઈ આવી સર્વેના દેખતાં બાટલીથી ઘણો દુર ઉભો રહી પેલો દડો હાથમાં પકડી તે દડો સરવેના દે ખતા એક, બે ને ત્રણ કરતાં ઉડાવી દેછે, અને ફરીથી એક, બે ને ત્રણ કરતાં અદભુત રીતે બા- ટલીના મોઢાં ઉપર આવી બેસે છે આથી જોના રાઓની અજાયબીનો પાર રહેતો નથી, ખુલા સો—બાટલીના તળીઆના વચલા ભાગમાં એક ઝીણું ગમણું બાકું પાડેલું હોય છે, તેવુંજ બી જું બાકું ટેબલમાં પણ હોય છે, હવે બાટલીના

મોંહ ઉપરથી દોરો પોરવી બાટલીના તળીઆમાંથી ટેબલના હૉલમાં રહી તે દોરો અંદરના ભાગમાં લઇ જાય છે, અને બાટલીને પહેલે છેડે એક દડો બાંધી રાખી તેને ટેબલ પાછળની હવાલઇમાં છુપાવી રાખે છે, આટલું તૈયાર કીધા પછી એક બીજો તેજ નમુનાનો દડો હાથમાં લઇ તેને હાથની સફાઇથી સઉના દેખતાં ઉડાવી દેછે. એ ઘાત બાંયમાં છુપાવી દેછે, અને પછી જેવો એક, એ ને ત્રણ કહે છે તેવો પડદા પાછળ છુપાઇ રહેલો માણસ દોરી ખેંચે છે, કે પેલો ટેબલ પાછળથી હવાલઇ ઉપર છુપાવી રાખેલો દડો સીસાના મોંહ ઉપર આવી જાય છે, વાંચનાર આ ખેલ કરતી વેળાએ એટલી સાવચેતી રાખવી કે દોરો તુટી ન જાય.

---

## લાકડી અને વીંટી.

જોવા બેઠેલા તમાસગીરોમાંથી જાદુગર એક વીંટી અને એક લાકડી માંગી લે છે. બાદ

વીટી રૂમાલમાં બાંધી કોઇ ત્રાહીત શખશ પાસે તે વીંટી પકડાવી રાખે છે, હવે સર્વેના દેખતાં પેલી લાકડી લઇ બીજા બે ત્રાહીત શખશ પાં સે લાકડીના બેઊએ છેડા મજબુતીથી પકડાવી રાખી પેલા રૂમાલ માંહેલી વીંટી ઉડાવી લાકડી માં લાવે છે. અને રૂમાલની ગાંઠ છોડી જોતાં માંહે વીંટી દેખાતી નથી પણ લાકડીમાં આવેલી ભાસે છે, આથી પ્રેક્ષકોની અજાયબીનો પાર રહે તો નથી કેમકે એક તો રુમાલમાંથી વિંટી ઉડી ગઇ અને બીજું લાકડીના છેડા મજબુત પકડયા છતા તેમાં વીટી શી રીતે આવી. ખુલાસો—રૂ માલને એક છેડે એક બાજતીજ વીંટી સીવી રા ખી ખરી વીંટી રુમાલમાં બાંધવાને બદલે તે હા થેલીના બેવડમાં દબાવી રાખવી, અને લાકડી લે તાંજ તેની વચમાં પોરવી લઇ લાકડી હાથમાં પકડી રાખવી અને પછી લાકડીના બે છેડા પક ડાવી વીંટી ઉપર રૂમાલ ફેરવી અંદર વીંટી આ વી ગયલી જાહેર કરવી અને રૂમાલની ગાંઠ છો ડી ખંખેરી નાંખવો કે રૂમાલ ખાલી દેખાશે.

## પાનુ બાળીને આખુ કરવુ

જોવા બેઠેલા તમાસગીરોમાંથી કોઇ એક જણ પાંસે ખેલાડી એકાદ પાનું ધરાવે છે, અને પછી તે બાળી નંખાવી તેની રાખ પાનાના કાર્ડ ઉપર મુકી પછી પ્રેક્ષક જ્યાંથી તે માગે છે, ત્યાંથી તે આખુંને આખું આપે છે.—ખુલાસો પાનાનો કાર્ડ આપણે સાધારણ રીતે રમીએ છીએ એવો હોતો નથી પણ બાવને પાના એક સરખાં હોય છે.



## પાનાના દાગા બદલવા.

ખેલાડી જોનારાઓ પાંસે એક પાનાનો કાર્ડ લઇ આવે છે, અને ચીપી નાંખી તેમાંથી એક પાનુ ધરાવે છે, તે જે પાનું ધરાવે છે, તે ધારો કે ચોકટનું એકું છે તેને રૂમાલ તથા કરી સતો અથવા અઠો હોય છે. સઘળાના જોતાં તે સતો રૂમાલ હેઠે ઢાંકી પ્રેક્ષકમાંના એકાદ પાંસે પકડાવે છે. પછી જ્યારે તે રૂમાલ ઉ

ધાડી જુએ છે, ત્યારે માંહેથી સતાનો છગો થયલો માલમ પડે છે. ખુલાસો—કોઇ એકાદ ફાલતુ પાનું લઇ તેનો એક દાણો બરોબર કાપી લઇ કાડ માંહેથી એક છગો લઇ તેના ઉપર ચોંટાડી દઇ સતો બનાવવો અને રૂમાલ ઢાંકતી વેળાએ પેલો વધારાનો ચોંટાડેલો દાણો સેરવી લેવો.

---

## પાનાનો કાર્ડ ગુમ કરવાની રીત.

ખેલાડી એક પાનાનો કાડ હાથમાં લઇ સ્ટેજ ઉપર આવે છે, અને તેમાંથી કેટલાંક પાના સર્વેના દેખતાં હેઠે નાંખી દઇ કાડ છે એમ ખાત્રી કરાવે છે, બાદ બાકી રહેલાં પાના કાડજ માઇ રહે એવી ડબ્બીમાં મુકી દઇ તેને ઢાંકણું દઇ તમાસગીરામાંના કોઇ એક જણ પાસે પકડાવે છે, પછી જ્યારે તે ડબ્બી ઉઘાડી જુવે છે, તો તેમાં સરવેના દેખતાં મુકેલો પાનાનો કાડ ગેબ થયેલો જણાય છે અને તેને બદલે રૂમાલ આવી પડેલો જણા

પ છે. ખુલાસો—પાનાજ માઈ રહે એવી ટીન પતરાની એક દાબડી બનાવવી અને બીજી એક તેમાં ઉતરતી અને બરાબર બંધબેસ્તી કરાવવી. તે બંધબેસ્તી દાબડીની આગલી અને પાછલી બાજુએ એક ચન્નુ અને એક ઉંધુ પાનું ચોંટાડી દેવું, અને તેની આગલી બાજુપર બીજો ખશે આઠ દશ પાના મુકી પેલા બનાવટી પોલા કાર્ડની અંદર એક રૂમાલ ઘાલી રાખી હાથમાં પકડી સ્ટેજ ઉપરથી જોવા બેઠેલા પ્રેક્ષકોની આગળ પેલા આઠ દશ પાના ફેંકી દઈ બાકીના (પોલો કાર્ડ) ડબ્બીમાં ઘાલી દેવા અને કોઈ તમાસગીરના હાથમાં આપવી, આમ કીધા પછી તેને જે ઉઘાડીને જોશો તો તેમાંથી પાનાનો પેક ગુમ થઈ માંહે તેનો રુમાલ બની ગયેલો જણાશે કેમ કે માંહે અગાઉથી રૂમાલ રાખી મુકેલો છે.

---

## પાનું કાપી આખું કરવું

ખેલાડી એક છગો લઈ સ્ટેજ ઉપર આવે

છે, અને તે સર્વને આખો બતાવી તેની એક કોર ઉપરથી કટકી ફાડી લઇ પાનું ફાટેલું જાહેર કરે છે. અને પછી તે ફાડેલી કાપલી બીજા હાથમાં પકડી સઉના દેખતાં ફાડેલા પાના સામું બીજો હાથવતી નાંખે છે કે તુરત ફાટેલું પાનું એકઠું થઇ જાય છે. આ ખેલથી તમાસગીરો અતી આશ્ચર્ય થાય છે.—ખુલાસો એક નમુનાના બે જમા લઇ એકની પાછળ એક અડધા ચોંટાડી દઇ પાછલી એક બાજુ વાળી નાંખી હાથમાં ડબાવી રાખે છે. હવે આગલા પાનાનો ઉપરનો દાખાતો જો ભાગ પહેલાથી ફાડી રાખી હાથેલીમાં ડબાવી રાખે છે, જ્યારે તે પેલા ચોંટાડેલા બેઉ એ પના એકઠા કરે છે, ત્યારે પાનું ફાટેલું જણાતુ નથી પણ આખુંજ જણાય છે, બાદ ફાટેલું બતાવની વેળા પેલું પાછલું વાળી દેછે, અને હાથમાં ડબાવી રાખેલી કાપલી જુદી પાડી બતાવે છે, અને પાછું જ્યારે આખું કરવું હોય છે, ત્યારે પેલો પાછલો ભાગ કે જે વાળી દીધેલો હોય છે, તે પાછો ખોલી નાંખવો અને કાપલી હાથેલીમાં ડબાવી દેવી.

# સીસીમાં રૂપીઆ ઉતારવા વિશે.

ખેલાડી સ્ટેજ ઉપર અંદર રૂપીઓ જઈ ન શકે એવી સાંકડા મોઢની સીસીઓ લઇ આવી સઉને બતાવી તેમાં રૂપીઆ નાંખવા કહે છે. પણ કોઇથી અંદર નાંખી શકાતા નથી ત્યારે પોતે રૂપીઆ લઈ સીસીના સાંકડા મોઢમાંથી તેમાં નાંખે છે. આથી પ્રેક્ષકો સાનંદાશ્ચર્યમાં પડે છે. ખુલાસો—એક સટના બે રૂપીઆ લઇ તે માંહેના એકની છાપ અને બીજાની રાણી ઘસી નાંખવી, એ બેઉ એ એટલે સુધી ઘસવાં કે જ્યારે બેઉ એને એકઠા કરીએ ત્યારે બેઉએ એક રૂપીઆ બરાબરની જાડાઇના થાય, એમ કીધાપછી તેને વચમાંથી કાપી તેના ચાર ટુકડાં કરાવવાં અને દરેક બે ગોઠવી તેની વચમાં કમાન મુકી બીજાં બે ઉપર મુકી, ઝળાવી લેવાં, આમ કરવાથી પાછો એક રૂપીઓ તૈયાર જણાશે. હવે બાટલી માં ઉતારવાને તમાસગીરો પાસેથી લીધેલો રૂપીઓ સફાઇથી બદલી લઇ પેલો કાપેલો સ્પ્રીંગ વાળો

રૂપીઓ વાળી દઇ બાટલીમાં નાંખી દેતા. જે અંદર ગયા પછી સ્પ્રીંગના જોરે પાછો રૂપીઓ થઇ જશે.

---

## પેટ અને દોરો.

ખેલાડીતમાસગીરોની અગાડી એકાદ ગા મ લાંબો દોરો લઇને આવે છે, ને તે સરવેને બ તાવી સર્વેની નજર આગળ બાળી નંખાવે છે અને તેની ભષ્મ પાણીમાં નંખાંવી તે પાણી સ રવેની નજર આગળ પી જાય છે અને પછી સરવેને પોતાનું પેટ બતાવી તેને સોય વતી કા ણું પાડી તે માંહેથી પાછો દોરો અનામત કાઢી બતાવે છે. આથી જોનારાઓની તાજુબીનો પા ર રહેતો નથી, -- ખુલાસો. અગાઉથીજ પેટ નો ચોકસ ભાગ હાથની ચીપટીથી પકડી તે માં હે સોયવતી દોરો પોરવી તેનો એક છેડો સહેજ બહારથી દેખાતો રાખી બીજે સઘળો દોરો પો

તીઆ અથવા પાટલુનમાં છુપાવી રાખે છે હવે દોરો કાઢતી વેળાએ પેલો પેન્ટેલુનમાં છુપાવેલો દોરો બહાર આવે છે. આ પ્રમાણે કરવાથી જોનારાઓને ઘણુંજ અજાયબી ઉત્પન્ન થાય છે.

---

## સીક્કાની હેરત ભરેલી રમતો.

જાદુગર સ્ટેજ ઉપર આવી હાથમાં રૂપીઓ લઇ તેની તરેહવાર હેરત ભરેલી રમતો તમાસગીરોને કરી બતાવે છે. તેમાં રૂપીઓ ઘણી જુદી જુદી રીતીઓથી ઉડી શકે છે. જેમાની કેટલીક અગત્યની રીતો નીચે મુજબ છે.

૧ હાથની હાથેલીમાં એક રૂપીઓ મુકી સરવેના દેખતા તેની મુઠી વાળવી અને ઉઘાડીને જોશો તો તેમાંથી ગેબ થયલો માલમ પડશે.—રીત મુઠી વાળતાંજ હાથને આચકો મારી રૂપીઓ બાંયમાં ઉતારી દેવો.

૨ એક રૂપીઓ હાથના અંગુઠા અને તેની પાં સેના આંગળાની વચે ચીપટીમાં પકડી સરવેની સામું ધરી એક, બે ને ત્રણ કરી સરવેના દેખતાં ફેંકી દેવાનો ચાળો કરવો, એટલે હાથમાંથી રૂપી ઓ ગુમ થયલો જણાસે.—રીત રૂપીઓ ચીપટી માં પકડી ફેંકી દેતી વેળા જોકે ચાળો ફેંકી દેવા નો કરવો પણ બહાર ફેંકી નહીં દેતાં ટોપી ઉપ ર સફાઇથી મુકો દેવો.

---

## મીણબત્તી અને પાનુ.

એક પાનાનો કાર્ડ લઈ જાદુગર તમાસગી રો વચે એક પાનું વહેંચી આપે છે. અને પછી તે પાનું સરવેના દેખતા સળગાવી નાંખી તેજ પાનુ પાછું આખું મીણબત્તીની અંદરથી કાઢે છે.—ખુ લાસો—અગાઉથી જાદુગર મીણબ-તીને તળીએથાં એક સળીઆવતી વચમાંથી કોતરી કાઢી તેમાં પાનું વાળીને ઘાલે છે, બાદ પાછો તળીઆ અંદર મીણબ-તીનો ભુકો ભરી દઇ આખી જેવી બના

ની દેછે. હવે તે પોતે પાના એવી સફાઇથી વહેંચે છે કે જે નમુનાનું પાનું પેલી બીબુબ-તીમાં નાખેલું હોય છે, તેજ નમુનાનું પાનું તમાસગીરના હાથમાં જાય છે.

---

## પેટી અને પાના.

તમાસગીરોની ઠઠ વચે બેસાડી બે પેટીઓ કે જેમાં માત્ર પાનાનો પેકજ માઇ રહે એવી લઇને આવે છે, પછી સરવેના દેખતાં એક પેટીમાં રાજા અને બીજામાં રાણી મુકી પેટી દઇ દે છે, પછી જ્યારે તે પેટી ખોલી જુએ છે ત્યારે રાજાને ઠેકાણે રાણી અને રાણીને ઠેકાણે રાજા માલમ પડે છે. તેમજ પાછી દઈ ફરીથી ખોલે છે તો પાછાં ફેરફાર થઇ પોતાની અસલ જગ્યાએ ગયલા માલમ પડે છે.—ખુલાસો, પેટી પાનાનો પેક માઇ રહે એવડી બનાવવી અને તે વચમાંથી ખુલતી રાખવી, પેટીની અંદર તેના તળીઆને જેવો રંગ આપેલો હોય તેવો રંગ આપી એક સાધારણ

જાડાઇના પુંઠાને રમતુ કાપી મુકવું, આ પુંઠાની હેઠે એક પેટીમાં રાજા અને બીજીમાં રાણી છુ પાવી રાખવાં, હવે જેમાં રાજા છુપાવેલો છે, તે માં રાણી મુકવી અને રાણીવાળીમાં રાજા મુક વો અને દઈ દઈ પેટીની બાજુ અવારનવાર ફરી ના ખવી કે તુરત પાનાઓ ફેરવાઇ જશે. તેમજ ફ રીથી ફેરવશો તો પાછા તે પોતાની અસલ સ્થિ તિએ આવેલા માલમ પડશે. આ ખેલથી જોના રાઓના મન અતિ પ્રફુલીત થાય છે.

---

## સીસો અને ઇંડુ.

ખેલાડી હાથમાં એક મરઘીનું ઇંડુ લઇને આવે છે અને તે સરવે પ્રેક્ષકોને પરિક્ષા કરવા માટે આપે છે, સઘળા પરિક્ષા કરી રહ્યા બાદ તે ઇંડુ એક ખાલી સીસો કે જેમાં તે ઇંડુ જઇ શકતું નથી, તેવા સીસામાં તે ઇંડુ સરવેના દેખ તાં ઉતારી બતાવે છે, આથી જોનારાઓની અજા યબીનો પાર રહેતો નથી:—ખુલાસો પહેલાંથી

એક છંડાને અંગુરી સરકામાં બોળી રાખી પોના પાંસે ખુલાવી રાખવું અને એક બીજુ છંડુ લઇ સ રસેને જોવા માટે આપી પાછું લઇ સીસામાં ઉતા રતી વેળા બદલી લઇ પેલું પહેલાંથી તૈયાર રાખે લુ છંડું સીસામાં ઉતારી દેછે. પછી તેના ઉપર થંડુ પાણી નાખવુ કે જેથી પાછું તે છંડું પોતાની અસલ સ્થિતિપર આવી જશે

---

## પાનાની હેરત ભરેલી રમતો

ખેલાડી પાનાનો એક કાડ લઇ તેમાંથી જો વા બેઠેલો ગ્રહસ્થો પાંસે એમ પાનું ધરાવે છે, અ ને પછી તેને પોનાના કાડમાં મુકાવી દઇ સેળભેળ કરી નાંખી પાનાનો કાડ સામુ ધરી પ્રેક્ષકોને પુછે છે કે આ પાનું તમારૂં ધારેલું છે, તો તેનો જવાબ મળે છે કે, ના, નથી, તો તે પાનું સરવેના દેખતાં ટે બલ ઉપર મુકે છે. તેમજ બીજું પણ નહીં ધારે લું મુકે છે, અને એજ માફક ત્રીજું પણ નહીં ધા રેલું પાનુ મુકે છે. આપ્રમાણે નહીં ધારેલાં પાના

મુકી તેમાંથી એક બે ને ત્રણ કરતાંની સાથે ધારે
લુ પાનુ કાઢી બતાવે છે.—'ખુલાસો પાનું' ધરાવી
ને પાછું કાર્ડમાં મુકાવતી વેળાએ ખેલાડી તે પા
નું સફાઈથી સરવે પાનાની ઉપર લઇ જાય છે અ
ને ચાંપીનાંખે છે. હવે તે પાનું હેઠેથી ગણતાં ત્રીજુ
રાખી મુકે છે, પેહેલું પાનું પતાવી પુછેછે કે આછે
તેનો જવાબ નકારમાં મળતાં તે પાનું ટેબલ ઉપર
મુકે છે, બીજાનો પણ નકારમાં જવાબ મળવા
પછી તે પાનું મુકવાને બદલે પેલું ત્રીજું પાનું
કે જે ધારેલું છે તે મુકે છે, તેમજ ત્રીજું પાનુ નહી
ધારેલું એવું મુકે છે. પછી પેલા ત્રણમાંથી ધારેલુ
શોધી બતાવે છે.

બાવન પાનામાંથી ગમે તે રંગ
ના ૧૩ પાના એકથી તે દશ અને ગુલામ, રાણી,
રાજા લઇ તેને એક સાકલમાં જાદુગર ઉંધા ગોઠવે
છે, બાદ તેમાંથી એક પાનું ધારવા કહી કહે છે કે
હું જેટલીવાર પાના ઉપર હાથ મુકું તેટલીવાર તા
રા ધારેલા દાણામાં તેટલા દાણા વધારજે અને

જ્યારે ૨૦ થાય ત્યારે મને કહેજે જે આ પાના ઉપ
ર ૨૦ થયા, તે પાનું જો હું ઉપાડીશ તો તે તારૂ
ધારેલુંજ નીકળી આવશે. આમ કહી પાનું ધારવા
કહે છે. અને જ્યાં ૨૦ થાય છે, ત્યાંથી પાનું ઉપાડે
છે તો તેજ પાનું પેલાનું ધારેલું નીકળી આવે છે.
ખુલાસો—ખેલાડી પોતે જે ટકોરા મારે છે. તે
અવારનવાર ગમે તેમ નથી મારતો પણ ગણત્રી
બંધ મારે છે. અવારનવાર ગમે તે પાનાઓ ઉપર છ
ટકોરા મારી સાતમો ટકોરો હમેશાં બાદશાહ ઉપ
ર, આઠમો રાણી ઉપર, નવમો ગુલામપર, ૧૦મો
૧૦પર, ૧૧મો નવાપર, ૧૨મો આઠાઉપર, એમ અ
નુક્રમે ટકોરા મારવા. કે જેથી તેનું ધારેલાં પાના
પરજ ૨૦મો ટકોરો આવી રહેશે.

---

## રૂમાલ અને ગ્લાસ.

ખેલાડી સરવે તમાસગીરોની વચમાં એક
ખાલી ગ્લાસ લઇને આવે છે અને તે સરવેને ત
પાસવા માટે આપે છે, જે તપાસી રહ્યા પછી સ

રૂ ના દેખતા તે સ્ટેજ ઉપર લઇ જાય ટેબલ ઉપર મુકે છે, અને તેના ઉપર રુમાલ ઢાંકે છે. રુમાલ ઢાંકયા પછી થોડીવાર પોતાનું ટાહેલુ ચલાવે છે અને ગ્લાસ સહીત રુમાલ ઉપાડી લઇ એક, બે ને ત્રણ કરી રુમાલ તમાસગીરોની સાંમુ ખંખેરે છે તો માંહે કાંઇ હોતું નથી, તમાસગીરો ધારે છે કે રુમાલમાંથી ગ્લાસ ઉડી ગયું છે, અને અજાબ થાય છે, જો તમાસગીરો રૂમાલ જોવા માંગે છે તો તે પણ આપે છે. આથી સરવે આશ્ચર્ય પામે છે. ખુલાસો—જે ટેબલ ઉપરથી ગ્લાસ ઉડાવે છે તે ટેબલને હેઠું ખાનું હોય છે. અને ગ્લાસ જેટલો ટેબલનો કટકો કાપી અલગથી રાખી મુકે છે અને તે કટકાની ઉપર ગ્લાસ મુકે છે. અને ખાલી રૂમાલ તેની ઉપર ઢાંકે છે, જ્યારે પોતે સ્ટેજની ઉપર તમાસગીરોની સામું ગ્લાસ અને રૂમાલ પકડી ઉડાવી દેવાને ઉભો રહે છે ત્યારે રૂમાલમાં ગ્લાસ હોતું નથી પણ ખાલી રૂમાલ પોલાજ

ડબાવી પકડે છે, પણ લોકો અંદર ગ્લાસ હોવા નું ધારે છે. અને તે રૂમાલ તમાસગીરોની સા મું ખંખેરી બતાવે છે. આ ખેલ જુદી જુદી પાંચ રીતોથી થાય છે.

---

## ખાલી પેટી અને હેરત.

ખેલાડી સ્ટેજ ઉપર એક સમચોરસ ખા લી પેટી લઇ આવે છે, અને તે સરવેને બતાવી પાછી બંધ કરે છે. અને ફરી જ્યારે ખોલે છે. ત્યારે તેમાંથી ફળ વીગેરે નીકળે અને વળી પા છી લોકોને ખાલી બતાવી ફરીથી બંધ કરી ખોલે છે ત્યારે તેમાંથી વળી વધુ ચીજો નીક ળે છે. જેથી તમાસગીરો પેટી વીશે ઘણા શક મંદ થઇ જાય છે. ખુલાસો—એક સમચોરસ પે ટી બનાવવી પણ તેને તળીઉં સાંધેલું ન રાખ

તાં એક બાજુપર બે બડવાં જડાવી ખુલતું કે વાનું રાખવું હવે જે ટેબલની ઉપર તે પેટી મુકેલી હોય તે ટેબલને વચમાંથી કાપેલું રાખી તેની અંદર ખાનું રાખવું અને તેમાં સઘળી ચીજો ભરી રાખવી.

---

## ચાહુ અને ભુસુ.

ખેલાડી એક ડાબડામાં ધઉંનું ભુસુ (ભુસું) ભરી લાવી ટેબલ ઉપર મુકે છે, પછી બે પ્યાલાના કપ લઇ તેમાંથી બન્નેને બે ટેબલ ઉપર મુકે છે, તથા તેના ઉપર રૂમાલ ઢાંકે છે. થોડા વાર પછી રૂમાલ ઊપાડી જુવે છે, તો તે માંહે ભુસાને બદલે ચાહ ચમકી નજરે પડે છે, આથી તમાસગીરોની અજાયબીનો પાર રહેતો નથી. ખુલાસો—જે ડાબડામાં ભુસુ લઇને આવે છે, તેજ ડાબડામાં બે કપમાં ચાહ તૈયાર હોય છે,

અને તેની ઉપર ઢાંકણું તરીકે અંદરથી ઉતર તી બે નાની ડાબડીઓ ઢાંકે છે. અને તેની ઉપ ર થુલુ રાખી મુકે છે હવે તેજ સાટના બીજા બે કપ સર્વેને બતાવી માંહે થુલું ભરતી વેળા ફે રફેર કરી લેછે અને પેલા ચાહ ભરેલાં કપ સ્ટે જ ઉપર મુકે છે અને તે ઉપર રૂમાલ ઢાંકે છે અને રૂમાલ ઉપાડતી વેળા પેલા નાના ઢાંકણાં કે જેમાં માત્ર થુલુંજ ભરેલું હોય છે તે રૂમાલના સાથે ઉપાડી લેછે.

---

## ખબુતર અને વીંટી

ખેલાડી સ્ટેજ ઉપર આવી જોવા બેઠેલા તમાસગીરોમાંના કોઇ એક પાસે એક વીંટી માં ગી લઇ સરવેના દેખતાં ખાંડણીમાં નાંખી તેના ચુરેચુરા કરી નાંખે છે. અને પછી તે ચુરા પીસ્તો લમાં ભરી એક ખાલી બાટલી સામું ફોડી બાટ

સી તોડી નાંખે છે. આથી તે માંહુથી એક જીવતુ કબુતર નીકળે છે. તેની ડોકમાં પેલી બાંગી નાંખેલી વીંટી આબી થયેલી હોય છે. આ ખેલ વેળા તમા સુગીગોનું ધ્યાન ઘણુંજ અજાયબીમાં દોરવાયલું હોય છે. ખુલાસો —ખરી વીંટીને બદલે સફાઇથી વીંટી બદલી લઇ ખોટી વીંટી ભાંગાવી નાંખવી અને ખરી વીંટી સ્ટેજની અંદરના આપણા મળતી આને આપવી, જે તુરતજ એક ખબુતરની ડોકપર બાંધી ખબુતરને એક તળીઆ વીનાના સીસામાં ઘાલી દેછે. અને ઉપર પતરાનું બનાવટી તળીઉં ચઢાવી બંધ કરી દેછે. આમ તૈયાર કીધા પછી તે સીસો સ્ટેજ ઉપર મુકે છે. અને પીસ્તોલ તાકી સીસો ફોડે છે. કે અંદરથી ખબુતર બહાર નીકળી પડે છે.

---

ફટોગ્રાફ પેટી.

જાદુગર એક ટીન પતરાની કાચની બા

જુઓથી બનેલી પેટી લઇ સ્ટેજપર આવે છે, અને તેની અંદર એક દડો મુકેલો હોય છે જે દડો હાથમાં લઇ પેટી બંધ કરી દેછે, અને પેટીને સામું આખી મુકી તે દડો હાથમાંથી અજાયબ રીતે ઉડાવી દઇ પોતાની મેજીક સ્ટીકમાં ઉતરી ગયલો દરશાવે છે અને તે મેજીક સ્ટીક પેલી કાચની બંધ પેટીને લગાડે છે કે તે માંહે પેટી બંધ હોવા છતાં દડો પાછો આવી જાય છે. ખુલાસો—પેટીને ત્રણ બાજુ કાચ હોય છે, તળીઉં પતરાનું હોય છે અને એક પુંઠ પતરાની હોય છે, એ પુંઠના જેવીજ બીજી પુંઠ અંદર હોય છે તે ખુલતી દેવાતી હોય છે, તેની અંદર રબરનો પોલો દડો મુકી પડ દઇ દે છે, તેની ઠેસ બહારથી હોય છે. માટે લાકડી લાગતાંજ ઠેસ ખસે છે અને બોલ દડીએ પડે છે. હવે હાથમાંનો બોલ લાકડીમાં ન ઉતારતાં બયમાં લઇ જાય છે.

# દુધ અને પાણીનું જુદા થવું

જાદુગર એક ગ્લાસમાં પાણી અને બીજા માં દુધ લઇને સ્ટેજ ઉપર આવે છે. અને સર્વેના દેખતાં તે દુધ અને પાણી એક ખાલી બાટલીમાં ભરી તે બાટલી એક સ્ટેન્ડની ઉપર મુકે છે. અને તેના ઉપર એક રૂમાલ ઢાંકે છે. આ બાજુ બેઉએ ગ્લાસ ઉપર ટીન પતરાના ખોખા ભુંગળા ઢાંકે છે. અને થોડા વખત પછી જ્યારે ખોલે છે ત્યારે એક ગ્લાસમાં દુધ, બીજા માં પાણી અને સીસી ખાલી માલમ પડે છે.

ખુલાસો—જે શીશીમાં દુધ અને પાણી નાંખે છે. તેને તળીએ એક ઝીણું કાણું હોય છે. તે સીસી જે સ્ટેન્ડ ઉપર મુકે છે તે સ્ટેન્ડ પોકળ હોય છે તેથી પાણી તેમાં ઉતરી જઈ સીસી ખાલી રહે છે, હવે ખાલી ગ્લાસ ઉપર કવર ઢાંકતી વેળા હાથની સફાઇથી ટેબલ ઉપરથી વાર

ગી લઈ લઈ હાંકતાં હાંકતાંમાં તેમાં નીચવે છે. એટલે તે બે ફકો ગ્લાસમાં પાછા ભરેલા જણાય છે'

---

## ડોકમાં છરી મારવી

કેટલાક ઢોંગીઓ ભોળા લોકોને છેતરવા માટે પોતાની ડોકમાં આરપાર છરી ઘોંપી બતાવી અરરે અજાયબીનાં ચમત્કાર કરી બતાવે છે, આવા તમાશાથી અજ્ઞાન લોકો ઉપર ઘેરી અસર થઈ જ જાય છે. તેઓ તરત ભોળવાઈ જાયછે અને તેઓ વશીકરણ જંત્ર, મંત્ર કરાવવા એવા ઠગારાઓ પાસે પહોંચી જાયછે, જેમને ઠગી લઇ ઠગારાઓ ચીઠી, દોરા કરી આપેછે, પણ તેના ચીઠી દોરાથી કાંઇજ વળતું નથી. જે બનનાર હોય છે તે પોતાના કર્મ અનુસારજ બને છે, એવા ઠગારાઓને જેમ બને તેમ ઉઘાડા પાડવાની મોટી જરૂર છે, ખુલાસો— એક લાંબી છરી લઇ તેના વચમાંથી બે કટકા કર

ળા અને અડધી ગરદન જેટલી ગોળાઇનો બોઢા નો પાટો તેની વચમાંથી સંધાવી દઇ બેઉઆ કટકા જોડી દેવા અને પછી તેને ગરદન સાથે મુકી પેલો પાટાવાળો ભાગ ગરદનના પાછ ળા ભાગપર રાખવો એટલે એક કટકો છરીનો, વચમાં ડોકું ને બીજો કટકો છરીનો એ પ્રમાણે થશે અને છરી આબેહુબ ડોકામાં મારી હોય એમ જણાશે.

---

## બાટલી અને ગ્લાસ

જાદુગરના સ્ટેજ ઉપર એક ટેબલપર એક સીસો અને એક ટેબલપર એક ગ્લાસ મુક લું હોય છે. જેના ઉપર સરવેના દેખતાં તે કવ ર ઢાંકે છે. અને પછી જ્યારે ખોલે છે, ત્યારે જે બાજુ સીસો મુકેલો હોય છે, તે બાજુ ગ્લાસ આવે છે અને ગ્લાસવાળી બાજુ ઉપર સીસો

આવે છે એજ માફક પાછો સીસો હોય છે ત્યાં ગલાસ જાય છે અને ગલાસ હોય છે ત્યાં સીસો જાય છે. આમ અદ્રષ્ય રીતે એક બીજાના ફેર ફાર થવાથી તગારાગીરોની અજાયબીની હદ રહેતી નથી. ખુલાસો—સીસો કાચને બદલે પતરાનો ઢુંકણાં તળીઆ વિનાનો હોય છે. તેની હેઠે એક ગલાસ મુકી રાખેલું હોય છે. જ્યારે ઊપર કવર ઢાંકે છે ત્યારે ગલાસ ઉપર જે કવર ઢાંકવાનું હોય છે, તે કવરમાં પેલાજ નમુનાનો એક પોલો સીસો છુપાવી રાખેલો હોય છે, તે કવર સાથે ગલાસની ઉપર ઢાંકી દેછે. અને સીસા ઊપર ખાલી કવર ઢાંકી દેછે. હવે ઉઘાડતી વેળા જ્યાં અસલ સીસો હતો તે સીસો કવરની સાથે ઉપાડી લેછે. અને ગલાસવાળું કવર કે જેમાં ચાલાકીથી સીસો છુપાવેલો છે, તે તેમને એમ ઉપાડી લેછે. એજ માફક ફરીથી કરવાથી ફરીથી ફેરફાર થાય છે. આ ખેલ જુદી જુદી બીજી પ

ય છ રીતીઓથી થાય છે. જે બીજા ભાગમાં દ
ર્શાવવામાં આવશે.

---

## ખાલી હાથ અને અત્તર

ખેલાડી સરવેના દેખત ટેબલ ઉપર ખા
લીજ હાથે આવે છે. અને સરવેને પોતાના હાથ
બતાવી કહે છે કે મારા હાથમાં કંઇજ નથી, તે
મજ કોઇ પણ પ્રકારની ખુશબો નથી, અને ત
દન ખાલી હાથ છે. એમ કહી હાથ પાણીથી ધો
ઇ નાંખે છે. અને પછી તેજ હથમાંથી તમાસગી
ર જે જાતનું અત્તર માગે છે તે જાતનું અત્તર
તે કાઢી આપે છે. પોતે જે જાતનું અત્તર માં
ગે છે તેજ જાતનુ તેમને મળતું હોવાથી જોનારા
ઓ ખુશ થાય છે. ખુલાસો—ખેલાડી બજારમાંથી
ઉંચી જાતનું કિંમતું અત્તર લાવી મીણ ગરમ
કરી તેમાં નરમાશ માટે રહેજ ઘી મેળવી તેમાં તે અ

ત્તર નાંખી દઈ ફરવા દે છે અને એથી તાવેલા બીજામાં એકરસ કરેલું અત્તર એક ડાબડીમાં ભરી રાખે છે. અને જ્યારે મેલ કરવો હોય છે. ત્યારે એક સળી વતી હાથેનાં પહોંચી કરી અંગુઠાની પાછળ ની ચામડાંમાં પડતી ખોળમાં અત્તર ડબાવી રાખે છે, અને જ્યારે પ્રેમ કરવો હોય છે, ત્યારે હાથ પાણીમાં ધોઈ નાંખે છે પણ પાણી તેટલી જગામાં ન લાગે તેની સંભાળ રાખે છે. પછી જો કોઈ કોઈ પણ જાતનું અત્તર માંગે છે, ત્યારે માત્ર તેજ હિનાનું અત્તર કોઈને થોડું અને કોઈને વધુ લગાડી આપે છે, અત્તર કયું છે તેની સરતેને સમજ હોતી નથી, માત્ર તેઓ રોપમાં જ ડબી ગઈ હા પાડી દે છે. કે હા બાબ આ તો ફલાણું અત્તર છે.

---

## બંદુકના છરા અને આંખ

ખેલાડી પોતાના હાથમાં બંદુકમાં ભરવાના

નાના છરાઓ હાથમાં લઇ આવી સરવે તમાસ ગીરોની સામું ઉભો રહેછે. અને તેમાંથી સરવેના દેખતાં બે છરા બહાર ફેંકી દેછે યા તો ખાઇ જાય છે અને તેજ છરા પાછા પોતાની આંખોમાં થી કાઢી બતાવે છે, આથી તમાસગીરો અજાયબ પાયછે. —ખુલાસો, જે છરા ફેંકીદીધા તે તો ગયા, પણ તેજ ઘાટના બીજા છરા પોતાની આંખની અંદર છુપાવી રાખે છે. અને તે છુપાવેલ છરા કાઢી બતાવે છે આથી જોનારાઓ એમ માને છે કે આ તો ઉડી ગયલા છરા આંખમાંથી પાછા આવ્યા આવું ને આવુંજ સઘળું હંબગ છે.

---

## રૂપીઓ અને દાબડી

એક લાંબી દાબડી અને તેમાં ઉતરતું તેનુ લાંબુ ઢાંકણું લઇ ખેલાડી સ્ટેજ ઉપર આવે છે અને તે સંને જોવા માટે આપે છે, પછી પ્રેક્ષકો પા

સેથી એક રૂપીઓ માંગી લઇ તે દાબડીમાં ન-
ખાવે છે, અને વાહીત સખસ પાંસે તે દાબડી પક-
ડાવે છે. અને જ્યારે તે દાબડી ઉઘાડી જુવે છે ત્યા
રે તે માંહે કશું હોતું નથી, પણ તદ્દન ખાલી હોય
છે એ રૂપીઓ ખેલાડી જોનારાઓની પાઘડીમાં
થી કાઢી બતાવે છે, ખુલાસો— એકમાં ઉતરતી
બીજી દાબડી કરવી ને તેના તળીઆને બદલે ઉંડે અ
લગ અંદરથી રહેતું ઢાંકણું કરાવવું અને તે છુ
ટા કટકાવાળી દાબડી સ્ટેજ ઉપર ટેબલપર રાખી
મુકવી અને જ્યારે ઓડીઅન્સને બતાવવા માટે
જવું ત્યારે તે ઉપર રહવા દઇ તેમાંજ ઉતરતું એક
બાંધુ ત્રીજું ઢાંકણું અને પેલી બીજી દાબડી લઇ
જવું, અને તે તપાસાયા બાદ ઉપર આવતાં બીજી
માં ત્રીજું ઉતારી દઇ પહેલી કે જેનું તળીઉં છુટું
છે તેના પાંસે મુકી દેવી આથી જે રૂપીયો તેમાં
છે, તે પેલી બેની એક ડબ્બી દેતાંજ રૂપીઓ
બહાર નીકળી આવી હાથમાં પડશે અને ટેબી પેલ,

ના હાથમાં રહેશે. ડબ્બી ખોલતાં પેલું પહેલું પડ બીજાને વળગી રહેશે અને બીજામાંથી ત્રીજું ખુલી આવશે. એટલે ડબ્બી તદન ખાલી દેખાશે. હવે રૂપીઓ હાથેલીની બેવડ (લ:મણ)માં ચઢાવી રાખજો ને પામડી ઉપાડતાં મુકી દેજો.

---

## ખાલી ગ્લાસો અને જુદા જુદા રંગો

ખેલાડી સ્ટેજ ઉપર પાંચ સાત ખાલી ગ્લાસો અને એક સીસામાં નીતરૂ પાણી લઇ ને આવે છે. અને તે પાણી દરેક ખાલી ગ્લાસમાં નાખે છે કે તેમાં જુદા જુદા રંગો થતા જાય છે. આથી પ્રેક્ષકો પાણીમાં અદભૂત ગુણ હોવાનું ધારે છે. કેમકે ખાલી ગ્લાસ કે જેમાં કાંઇ હોતું નથી, તેમાં પાણી નાખતાં અજાયબ જેવી રીતે રંગો થી રીતે થઇ જાય છે. રીત— ખેલાડી ગ્લાસને અંદરની બાજુએથી દાડી ક

પર ઝીણા વેહ પડાવી તેમાં સ્હેજ રંગ ભરી ઉ
પર માખણ ડબાવી રાખે છે. અને જ્યારે પાણી
નાંખે છે, ત્યારે મીણ સેરવી નખે છે. એટલે
રંગ ઉપર પાણી પડતાંજ પાણી રંગના આકાર
માં ફેરવાઇ જાય છે.

---

## ફ્રેઈમ અને પાના.

એક ખાલી સમચોરસ ફ્રેમ કે જેને બ
ગાડી હાય અને અંદર કાળું પાટીઉ હોય એવો,
એકાડી સ્ટેજ ઉપર ગોઠવી રાખેછે. અને ત્યાર બાદ
પાનાનો કોઈ હાથમાં લઇ ઓડીઅન્સ વચ્ચે જઈ
પાંચ પાના વહેંચી આપી આવેછે, બાદ એ પાના
બાળી નાંખવા માટે કહી તે બળી રહ્યા પછી સ
રવેના દેખતાં પીસ્તોલમાં ભરી પીસ્તોલ પેલા
ખાલી ફ્રેઇમ સામુ ફોડે છે કે તુરત તેમાં પેલા બા
ળેલા પાના આખા થઇને આવી જાય છે. આ

નીકળી જતા હોવાથી પ્રેક્ષકોના મન ઉપર ઘણીજ અસર થઇ જાય છે. અને જાદુ સાચું હોવાનું ધારે છે. રીત—ત્રણ પ્યાલા એક સરખા લઇ તેના તળીઆ ઉપર ફરતી રીંગ રાખી પેરેલામાં ખીચું નાંખી ત્રીજું નાંખતાં પહેલું છોડી દઇ ટોપલામાં પાડવું, તે પાછું નાંખતાં બીજું છોડી દઇ પકડી લેવું આમ ખુબ સફાઇથી કરવાથી પ્રેક્ષકોને એમ જ માલમ પડશે કે પ્યાલા નીકળ છે. આ ખેલ પબ્લીકમાં કરવા પહેલા ઘેર તેનો ખુબ મહાવરો કરવો જોઇએ.

---

## રકાબી અને ફ્રેઈમ

ખેલાડી સ્ટેજ ઉપર એક રકાબી લઇ આવે છે. અને તે સરવેને ખાલી છે, એવી ખાત્રી કરવા માટે જોવા આપે છે. સરવેના જોઇ રહ્યા પછી તે ખાલી રકાબી સ્ટેજ ઉપર જઇ એક

બાકડી ઉપર ફેરવવા માંડે છે. અને ફેરવતાં ફેર
વતાં તે રકાબી સ્ટેજ ઉપર નાંખી દે છે, એટ
લે તેના ભાંગીને ચુરેચુરા થઇ જાય છે, ને કટ
કા લઇ લઇ એક બંદુકમાં ભરી એક ખાલી ત
કતો કે જે સ્ટેજ ઉપર સરવેની સામું ઉભેલો
હોય છે, તેની સામું તાકીને ફોડે છે એટલે તે
રકાબી પાછી આખી બનીને ફ્રેમમાં આવેલી સ
ર્વેની નજરે પડે છે. રીત —જે તકતામાં રકાબી
આવે છે. તેની પાછળનું પાટીઉં કાળું રંગેલું હો
ય છે. અને તેની વચે રકાબી જડી લીધેલી હો
ય છે આમ તૈયાર થયા પછી તેની ઉપર એ
ક કાળું કપડું તકતા જેવડું મુકી તેની સાથે એ
ક દોરી બાંધી તે દોરીનો સંબંધ ટેબલ હેઠેથી
સ્ટેજની અંદર થઇ જાય છે, હવે તેજ નમુનાની
બીજી રકાબી બેસાડી તોડી નાંખે છે અને તેના
કટકા પીસ્તોલ ઉપરની મોટી ટોપ કે જે અંદર
થી પોકળ હોય છે. તેમાં ભરી રાખી ફેરમ સા

શુ ખાશો બાર કરે છે, કે તુરત ટ્રેન અંદર નો માણુસ હોશે એવી શેઠ કે પેલી રકાબી દેખાય છે.

---

## રેલ્વેની ટીકીટો

આજ હાલ જ્યારે પણ કોઇ જાદુની વાત કરતા હોય છે, ત્યારે કઠીઆવાડ તરફના એક મહમદ છેલ નામના જાદુગર માટે કહેવામા આવે છે કે તે રેલ્વેના ટીકીટો ઉતારૂઓ પાસે થી માગી ફાડી નાંખે છે, યા તો ફેંકી દે છે, અને પાછા પોતા પાસેથી યા સામા માણસના ખીસામાંથી તે ટીકીટ આખી કાઢી બતાવે છે. તેમજ તે રેલ્વે પણ અટકાવવાને શક્તિમાન થાય છે. પણ એ સઘળું કેવળ ઢંગ છે. રેલ્વે કોઇ પણ અટકાવી શકતુ નથી. તેમજ જાદુ દુનિયામાં હયાતી ધરાવતું નથી. માત્ર જે ટીકીટો

તે ફાડી નાંખે છે, તે નીચેની યુક્તિથી થઇ શકે છે. રીત—ખેલાડી પોતે જે સ્ટેશનથી રેલ્વેમાં ચઢે છે, તે સ્ટેશનથી નજદીકના સ્ટેશનની ૧૦–૧૫ ટીકીટો પોતે ખરીદી લઇ પોતા પાંસે રાખે છે, અને જ્યારે ઉતારૂ પાંસેથી ટીકીટ લેછે, ત્યારે ટીકીટ હાથની ચાલાકીથી ફેરવી નાંખી પોતા પાંસેની ખોટી ટીકીટ સરરેના દેખતાં ફાડી નાંખી નાંખી દેછે અને પેલી ટીકીટ હાથની સફાઇથી કોઇનાં ખીસામાં ઓડવી દેછે. તેમજ રેલ્વે એનજીન ડ્રાઇવર અને ગાર્ડ સાથ મળાતીઆ થઇ તેમને જો શીખવી રાખે કે મારૂં નામ થવા માટે ચોકશ નીશાની થતાં મેહેરબાની કરી સ્હેજવાર ગાડી થોભાવશો તો મારૂં નામ થશે. શિવાય કોઇ જાદુ (મંત્ર)થી અટકાવે એ તદન ખોટું છે.



# બે સ્લેટનો તીલસ્માત

ખેલાડી સ્ટેજ ઊપર એક કોરો કાગળ અને એક પેનસીલ લઈને આવે છે. અને તે કાગળ જોવા બેઠેલા તમાસગીરોને આપી જુદા જુદા પાંચ ગૃહસ્થો પાંસે જુદા જુદા પાંચ આંકડા મંડાવે છે અને છઠા સખસ પાંસે પાકીટમાં બીડાવે છે બાદ બે સ્લેટ લઈ આવી સરવેને દેખાડી સ્લેટપર સ્લેટ ઢાંકી દઈ બાંધી દેછે. બાદ બીજા માણુસ પાંસે પેલું પાકેટ ખોલાવી તેનો સરવાળો કરાવે છે અને જે સરવાળો થયો હોય તે વાંચવા કહે છે. જેવો તે ધણી કુલ સરવાળો બોલે છે કે તુરત સ્લેટ ઊઘાડે છે એટલે શરવાળાની રકમ સ્લેટ ઊપર લખાઈ ગયલી જણાય છે. રીત—એક કાગળઉપર પાંચ જુદી જુદી રકમો લખી શરવાળો કીધા વિના તે એક પાકીટમાં બીડી ખેલાડી પોતા પાંસે રાખી મુકે છે. બાદ તેજ રક

અને સરવાળો મણી જે કુલ આવે તે સ્લેટપર લખી ઉપર સ્લેટના રંગને મળતું કપડું વળગાડી રાખે છે. હવે ઓડીઅન્સની વચમાં લખાવેલું પાકીટ સામા ધણીને સરવાળો કરવા માટે આપે છે. અને પોતે સ્લેટપર સ્લેટ મૂકતી તેણા પેલું કાળું કપડું ખેચી લે છે. આથી જ્યારે સ્લેટ ઉપાડે છે, ત્યારે અંદરથી પેલો સરવાળો નીકળી આવે છે.

---

## રૂપીઓ અને ઢબુ

ખેલાડી એક હાથમાં એક રૂપીઓ અને બીજા હાથમાં ઢબુ લઇ સરવેને બતાવે છે. અને કહે છે કે મારા એક હાથમાં રૂપીઓ છે અને બીજા હાથમાં ઢબુ છે, હું તેને સરવેના દેખતાં મુઠીમાં બંધ કરૂં છું અને જ્યારે પાછી ખોલીશ, ત્યારે તમો અજાયબી વચ્ચે તેને હાથમાં

ફેરફાર થઇ ગયેલા જોશો. આમ કર્યા બાદ તરત મુઠીઓ ખોલે છે. કે ફેરફાર થઇ ગયેલો માલમ પડે છે—રીત હાથની ચાલાકીથી મુઠી વાળતી વેળા જ આવાર નવાર બદલી લેવા અથવા બે એ ક સટના આઠીયા લઇ તે બોને એક એક બાજુ ઉપર પાનાં ચઢાવાં મુઠીઓ વાળતી વેળા આવા ર નવાર બાજુઓ ફેરવી નાંખવી.

---

## રૂમાલ અને પીંજરૂ

ખેલાડી સ્ટેજ ઉપર એક પીતળનું નાનું અમથું પીંજરૂં લઇને આવે છે, તે પીંજરૂ સ ર્વ તમાસગીરોને જોવા માટે આપે છે, બાદ પોતે તે પાંજરૂ એક ટેબલ ઉપર મુકી તેના ઉ પર રૂમાલ ઢાંકે છે. અને રૂમાલ સાથે હાથમાં પકડી એક, બે, ને ત્રણ કરી રૂમાલ ખંખેરે છે કે અંદરથી પાંજરૂં ઉડી જાય છે. રીત—જોડુ

મોઢું પાંજરૂં હોય છે, તેવડીજ એક પીતળ
ની રીંગ બરાબર એક રૂમાલની વચમાં મુકી
તેના ઉપર બીજો રૂમાલ ઢાંકી તેને વચો વચ
માં સીવી લે છે, અને તે રૂમાલ પાંજરા ઉપર
ઢાંકતી વેળા પાંજરૂં હાથની સફાઈથી ખેંચી
લઇ પેટી સાથે લપેટી ખાલી રીંગ હાથમાં
પકડી રાખે છે. અને એક, બે, ને ત્રણ કહી રૂમા
લ ખંખેરી નાખે છે. એટલે રૂમાલ કે જે પહેલા
થીજ ખાલી હોય છે, ને ખાલી દેખાય છે.

---

## રૂપીઓ અને વીંટી

ખેલાડી જોવા બેઠેલા તમાશગીરોમાંથી
એક રૂપીઓ માંગી લઇ તે રૂપીઓ રૂમાલમાં
બાંધી કોઈ એક ગ્રહસ્થ પાંસે પકડાવે છે અને
એક વીંટી માંગી લઇ તે બીજા ગ્રહસ્થ પાંસે
પકડાવે છે, આમ કીધા બાદ એક ખાલી ગ્લાસ

માં તે બેઉએ ચીજો તેમાં પાણી ભરાવી નંખા વે છે, અને કોઇ એક ત્રાહીત ગ્રહસ્થ પાંસે તે પાણી, રૂપીઓ અને વીટી કુવામાં નંખાવી દઇ ખાલી ગ્લાસ પાછું મંગાવે છે. આટલું થયા બાદ તે ચીજો પાછી પ્રેક્ષકોમાંથી કાઢી બતાવે છે. આથી તમારાગીરોની અજાયબીનો પાર રહેતો નથી. કેમકે એકવાર જે ચીજો કુવામાં નંખાવી દીધી તે પાછી શી રીતે આવી ?!

રીત — ખેલાડીએ પહેલાથી પોતા પાંસે એક કાંસુ(ત્રાંબીઓ) ને પારો ચઢાવીને તથા એક ખો ટી વીટી રાખી મુકી હતી. તે બેઉએ ચીજો રૂમાલમાં બાંધતી વેળા ખરી છુપાવી દઇ ખોટી બાંધી હતી, અને તે ગ્લાસમાં નંખાવી ગ્લાસ ના પાણી સહિત કુવામાં નંખાવી દીધી હતી, કેમકે ખરી ચીજો બદલી લીધી હતી. બાદ પેલી ખરી ચીજો કે જે હાથમાં છુપાવી રાખેલી હોય છે, તે પાછી કાઢી બતાવે છે,

# ખાલી પેટી અને માણુસ.

ખેલાડી સ્ટેજ ઉપર માણુસ માઇ શકે એવડી મોટી એક પેટી લાવી તે સરવેની રૂબરૂ ખોલી ખાલી બતાવે છે, પછી તેમાં પોતાનો એક માણુસ ઘાલી તેને બંધ કરી કુંચી હમણાં કુચી પ્રેક્ષકોને આપે છે, અને તેની ઉપર રસ્સા ( દોરી ) બાંધી સીલ કરે છે. અને જ્યારે ફરીથી તે પેટી સરવેની નજર આગળ ખોલે છે, ત્યારે તે માણુસ તે પેટીમાં હોતો નથી, પણુ ત્યાંથી ગુમ થઇ ગયલો માલમ પડે છે. એજ માણુસને પછી ખેલાડી સરવે જોવા બેઠેલા તમાસગીરોમાંથી હાંક પાડી બોલાવે છે, કે તુરત સરવે તમાસગીરોની વચેથી ત્યાં આવે છે. રીત—જે પેટીમાં માણુસ ઘાલવામાં આવે છે, તે પેટીનું તળીઉં ખુલતું રેવાતું હોય છે. જ્યારે અંદર માણુસ જાય છે ત્યારે તે બં

ખ હોય છે, પણ રસી બાંધવાને જ્યારે પેટીની બાજુ ફેરવવામાં આવે છે, ત્યારે તે ખુલી જાય છે. અને માણસ બહાર નીકળી સ્ટેજ ઉપરના દ્વેપ વડે સ્ટેજની અંદર ચાલી જાય છે. બાદ બધે ફરતા રસા બાંધી તેને સીલ કરવામાં આવે છે. આ માણસ સ્ટેજના બીજે દરવાજેથી બહાર નીકળી ઓડીઅન્સની વચમાં જઇ તમાસગીરો સાથે મળી જાય છે. અને હાંક પાડતાં તુરત જ વાબ દઇ સ્ટેજ ઊપર આવે છે. આથી પ્રેક્ષકો ની અજાયબીનો પાર રહેતો નથી.

---

## માણુસનું ડોકું કાપીને થાળીમાં મુકવા વિશે.

કેટલાક લોકો માણુસનું ડોકું કાપીને તેને થાળીમાં મુકી બતાવે છે. અને તેનું ધડ ત્યાં આગળ ડોકા વિનાનું પડેલું માલમ પડે છે. આ

વા ખેલ કરનારાઓ માટે અજ્ઞાન વર્ગના લોકો તરેહતરેહવાર બનાવતી વાતો જેમ પોતાની મર જીમાં આવે છે. તેમ ચલાવે છે. કોઈ જાદુ હોવાની તો કોઇ રક્ષાઇનો પ્યાલો પીવાની વાત ચલાવે છે, પણ એ અદ્ભુત તમાસો નીચેની રહેલી યુક્તિથી થઈ શકે છે. રીત—જે માણસનું ડોકું કાપી થાળીમાં મુકવાનું હોય છે તેજ રાટ નો ડ્રેસ પેહેરાવી અંદર ડુચા ભરી માણસના શરિરનું ખાલી ખોખું ડોકા વિનાનું બનાવી રાખે છે- હવે જે માણસનું ડોકું કાપવાનું હોય છે તેનું શરિર આંધળા કાચની હેઠેથી ખાનાવાળા ટેબલ ની અંદર છુપાવી માત્ર ડોકું દેખાઇ શકે એમ શરિર છુપાવી દઇ ડોકું દેખાતું રાખી વચમાંથી કાપેલી થાળી ડોકાની આસપાસ મુકી દેછે. આ થી લોકો ડોકું કાપીને મેજપર થાળી અંદર મુકા વ્યું સમજે છે. કેમકે ડોકા વિનાનું બનાવેલી ધ ડ તેની નજીકમાં પડેલું હોય છે.

## માણુસના ચહેરાનો વિચિત્ર ફેરફાર

ખેલાડી સ્ટેજ ઉપર એક ગ્લાસમાં થોડું પાણી અને સફેદ રૂમાલ લઇને આવે છે. અને તે પાણીથી કોઇ પ્રેક્ષકનું મોઢું ધોવડાવી રૂમાલ વતી તેને લુછાવી નાખે છે. જેવો તે રૂમાલ વતી લુછી રહે છે કે તુરત તેનું મોઢું કાળું પડી જાય છે. આમ એકાએક તેનું મોઢું કાળું થએલુ જોઇ તમાસગીરોના ઉત્સાહનો પાર રહેતો નથી, તેમજ જોવા બેઠેલા સરવે જણા ખડખડ હસી પડે છે એટલે બીચારો જેણે મોઢું ધોયું હોય છે, તે સરમીંદો પડી જાય છે, આ ખેલ કોઇ પણ માણસ સામું થાય છે, તે વેળા ખેલાડીને સામા માણસને બનાવવા ખાતર કરવાની ફરજ પડે છે

રીત—એક સફેદ રૂમાલ લઇ તેને માયુફળના પાણીમાં બોળી નીચવ્યા શિવાય એમને એમ સુકાવા દઇ ફરીથી પાછો બોળી સુકવી રાખવો. ઉ

બે ગ્લાસની અંદર જે પાણી લાવવું તે ફિટ્ કડી ઓગાળેલું નીતરૂં પાણી લાવવું. અને તે નાથી મોઢું પલાળવું, બાદ રૂમાલથી લુછાવવું. આ બે દવાઓ એકત્ર થવાથી એકદમ લુછનાર સખશના મોઢા ઉપર કાળો રંગ થઇ જશે. કેમ કે બે દવાઓ એકત્ર થવાથી રંગ કાળો થઇ જાય છે.

---

## ઉડતું પાંજરૂં.

બજાડી એક પીતળનું સમચોરસ નહાનું પાંજરૂં લઇ ટેબલ ઉપર આવે છે અને જરૂં સરવેની ભારે અજાયબી વચ્ચે સરવેના તજોતામાં એક, બે ને ત્રણ કરી હાથમાંથી ઉ ડાવી દેછે, અને ત્યાર બાદ તે પાંજરૂં એક ટીન ના ખાલી ડાબડામાંથી કાઢી બતાવે છે. સરવે તમાસગીરોની વચમાં જ્યારે કાંઈ પણ ઢાંકપા શિવાય સરવેના જોતજોતામાં અદ્ભુત રીતે પાં